'હેલવાડાકર' સીરિઝ.
"બાળ ગ્રંથાવળી નં-૯"

હરબાર્ટિયન રૂઢીના આધારે

# બાળ-બાગ.

## ભાગ પેહેલો

સંગીત-આવૃત્તિ.

લખનાર
ગોપાળજી કલ્યાણજી હેલવાડાકર.
કિન્ડરગાર્ટન રૂઢીનો સિક્ષક તથા ગ્રંથકર્ત્તા.

મુંબઈ.
ગુજરાતી પ્રીંટીંગ પ્રેસમાં છાપી છે.
સને ૧૮૯૯.




'દેલવાડાકર' સીરિઝ

બાળ ગ્રંથાવળી-નં. ૯

# હરબાર્ટિયન રૂઢીના આધારે

# બાળ—બાગ.

## ભાગ પેહેલો.

સંગીત—આવૃત્તિ.


રચનાર.

**ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.**

કિન્ડરગાર્ટન રૂઢીના શિક્ષક, તથા ગ્રંથકર્ત્તા.



મુંબઇ.

ગુજરાતી પ્રીંટીંગ પ્રેસમાં છાપી છે.

સને ૧૮૯૯.





# અર્પણ.

સાક્ષરવર્ય !

**રા૦ ગણપત્તરામ અનૂપરામ ત્રવાડી.**

માજી શિક્ષક, નેકનામ ભાવનગર દરબાર સાહેબ. માજી પ્રીન્સીપલ, રાજકોટ મેલ ટ્રે-કોલેજ. માજી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સોરઠ પ્રાંત. હાલ સં. જુનાગઢ કેળવણીખાતાના ઉપરી અધિકારી સાહેબ-**જુનાગઢ.**

**મહાશય!**

નિર્દોષ બાળકોનાં મગજ ખીલાવી, તેમને ભવિષ્યનાં વિદ્વાન્ બનાવવાની કુદરતી લાગણી જોઇને, અને એ પ્રત્યેના મારા યત્કિંચિત પ્રયાસ તરફ આપની પ્રેમભરી દૃષ્ટિ નિહાળીને, આ **'બાળબાગ'**નું નાનું પણ સંગીન પુસ્તક, માત્ર આપની ભલી લાગણી અને વખાણવા લાયક કારકીર્દિના સ્મરણાર્થે અર્પણ કરૂં છું તે સ્વિકારશો.

**કર્ત્તા.**




## ભેરવી.

ગુણીજન ગ્રહે સરસ ગુણ જ્ઞાન;
અનુભવી નેણે તપાસે જે નિદાન-**દાન**-**ગુણી.**
હંસ જ્યમ ગ્રહે દુધ-જળમાંથી;
કરે સદાયે નીતિરસ પાન.
અખૂટ અકળ જળથકી મળ તજીને;
પ્રીતેથી પ્રાછે સુધાની સમાન-**અનૂભવી**-**ગુણી.**



## વસંત તિલકા.

ના પારિજાતક કહે અલિ? વાસ લેજે;
ના ચંદ્ર કે' પ્રિય ચકોર? નિહાળી રે'જે.
વાણી ન કે' મધુરતા લઇ માન દેજે;
સાહિત્ય-ગુંણ રૂપની બલિહારી એ છે.




# પ્રસ્તાવના.

નિર્દોષ રમત ગમતનાં સાધનોથી આનંદ આપી, નાનાં બાળકોનાં કેળવાતાં જતાં મગજને ખીલાવવાનો હરઆર્ટનો કંઇક હેતુ પાર પાડવા આ ગુર્જર પ્રયાસ આદરવામાં આવ્યો છે. સંસાર વહેવારિક સાદા વિષયોને શણગારીને શોભતા અલંકાર સાથે જે પ્રસાદી પીરસવામાં આવી છે તે નાનાં બાળકોને અને મોટાં માણસોને એક સરખી અનુકુળ પડતી થઇ શકશે, એવું મૂળ કર્તાનું પણ મત છે.

નાની નાની બાબતો સમજાવીને ચડતાં પગલાંપર લઇ જવાનો કિન્ડરગાર્ટન રૂઢીનો હેતુ જગ જાણીતો છે, વળી એવા સાદા વિષયોની રચના રમુજી થવા ઉપરાંત મગજને આનંદ આપનારી હોવી જોઇએ; એમ ગણીને આ વિષય ગાયનમાં મુકવામાં આવેલો છે, એ પણ મૂળકર્તાની રૂઢી વ્યાજબી ગણવી જોઇએ. જો કે કિન્ડરગાર્ટનનો સઘળો ભાગ કવિતામાં હોતો નથી, પરંતુ ટુંકમાં રમુજ સાથે જો કોઇ બાબતનો સમાવેશ કરવામાં આવ્યાથી લાભ થતો હોય તો તેની રચના કવિતા કે ગાયનમાંજ થવી જોઇએ ને તે પ્રમાણે

આ બાબતોનો સમાવેશ કરવામાં આવે તો તેથી મૂળ હેતુ ઉલટાવાને બદલે યોગ્ય થઇ પડેલો કહેવાશે એવું પણ કહેવું છે.

ગુજરાતી શિક્ષણમાં કિન્ડરગાર્ટન રૂઢીને લગતાં પુસ્તકોની અછત છે; એવા અપવાદ અનેક વખત મુકવામાં આવેલા કહેવાય છે. તે અપવાદ દૂર કરવા માત્ર અજમાયસ દાખલ અમોએ કિન્ડરગાર્ટન શિક્ષણના કેટલાક ભાગ કવિતામાં પ્રકટ કર્યા. જો કે તે વખતે એ ગ્રંથ દરેકને ઉપયોગી થઇ પડીને એકદમ તે સાદર પામશે, એવું ધારવામાં આવતું નહોતું, કેમકે બાબત નવી ને અજાણ હતી. પણ ઘણા સમયની અછતને લીધે, તક જોઇ બેઠેલા શિક્ષક મંડળમાં એ પુસ્તકો આવકારદાયક વધારા તરીકે સાદર પામ્યાં, અને આજે લગભગ છ માસમાં તેની બીજી આવૃત્તિ પ્રકટ કરવાનો સમય આવ્યો. જો કે પ્રથમથીજ એ ગ્રંથ સાદી કવિતામાં રચવામાં આવ્યો અને જે વિષય હાથ પકડયા, તે બાળકોના વહેવારમાં આવતા હતા, તેજ લીધા, તથા કવિતા પણ તેને અનુકુળ પડતી અને ગુજરાતી પ્રદેશ–તથા સંસાર વહેવારને બંદબેસ્તી કીધી એટલેજ મૂળ આશા પાર પડી, તોપણ શિક્ષકોની અછત, અને એ રૂઢીના ખરા હેતુના અજાણપણાને લીધે પ્રથમ અનેક ગૃહસ્થને શંકામાં રહેવું પડયું. ખરેજ. કેમકે સાધારણ કવિતાજ, કિન્ડરગાર્ટન છે! એવું મને પોતાને પુછવામાં આવેલું છે, પણ નિર્ણયમાં

તેવું નથી એવું બતાવવા માટે શિક્ષણ પદ્ધતિનું પુસ્તક વાંચવા ભલામણ કરી, અને તેના સાર પછી નિશ્ચય થયો કે 'કિન્ડરગાર્ટનની રૂઢીનો માત્ર ટુંકસાર બતાવવા માટેજ કવિતામાં કેટલાક વિષયો રચવામાં આવ્યા છે. જો કે તે બાબત સાદી નજરે સાધારણ છે, તોપણ તેના ઉંડાં મૂળ સંગીન ને બળવાન છે.' આ ઉપરથી મને વધારે ભલામણ થઇ કે મારે **'હોપ સીરિઝ'**ના કેટલાક રમુજી વિષયપર સાદા પણ મીઠા રાગમાં કેટલીક કવિતા રચવી. જો કે આગલા કવિતાના ભાગવાળા પુસ્તકોમાં તેના કેટલાક વિષયો લીધા છે, તેમાં **'હોપસીરિઝ'** **'ઇસપનીતિ'** ઇત્યાદિ ગ્રંથની કેટલીક વાતો સાદી કવિતામાં જોડી છે, અને એ કવિતા ગાયનના રાગોમાં ઉતારેલી છે, તોપણ અસલ રાગોમાં જોડવા માટે આગ્રહ થવાથી **'હોપ-સીરિઝ'** ની બાબતો લઇ તે પર ગાયનો જોડયાં. એ ગાયનો, તપાસને અન્તે પસંદગી પામ્યાં, ત્યારે છપાવી પ્રકટ કરવાની ફરજ પડી, અને તે સાથે કિન્ડરગાર્ટનને લગતાં બીજાં સુંદર ને રમુજી ગાયનો બાળકોને, જે વધારે ગમતાં થઇ પડયાં છે, તે પણ સામેલ કીધાં. એ સઘળાનો એક ભાગ કરીને નીચલા ધોરણનાં બાળકોને ચલાવી શકાય તેટલી પ્રસાદી મુકવામાં આવી. અલબત આ પુસ્તકોનો બીજો ભાગ, જે ઉંચા પ્રકારની રાગ-રાગણીને સરગમ-ગત-તિલાણાપર રચાયલી ઉંચી બા-

બતોથી ભરપુર છે, અને તે ઉંચા ધોરણમાં ચલાવી શકાય તેવો પ્રકટ કરવામાં આવેલો છે, તોપણ નિર્દોષ રમત ગમત માટે આ પ્રથમ ભાગ બાળકો કે સ્ત્રી પુરૂષોને ઘરમાંહે આનંદ મેળવવાને ઓછો રમુજ કે ઉપદેશ આપનારો થઇ પડનાર નથી.

આ કિન્ડરગાર્ટન રૂઢીનાં સાહિત્યનો મૂળ હિસ્સો આપણા માનવંત બુઝર્ગ શેહેરી ખાનબહાદુર દારાશાહ ચીજગરને-આભારી છે, એમ તો કબુલ કરીશું તોપણ તેની રચના અને રાગણીની પસંદગી કરવામાં અમે સ્વતંત્ર પ્રયત્ન કર્યો છે, એ પણ જાહેર કરવાને ચુકવું જોઇતું નથી. આ ગાયનોની ચુંટણી કરવામાં જેમ મી૦ ચીજગરે, પોતાની કિમતી સલ્લાહ અને મદદ આપી છે, તેમ મારા મિત્ર મી૦ રામચંદ્ર નરોતમ વાડીવાલાએ પણ પુરતી મદદ આપી છે. આ ગાયનોનો મોટો ભાગ જરથોસ્તી છોડીઓની સ્કુલમાં ગવાયલો છે, તેમ મુંબઇની દુનિયાં વચ્ચે જાહેર મેળાવડામાં વખણાઇને ઇનામને પાત્ર થયેલો છે, એટલુંજ નહિ, પણ મુંબઇના નામદાર ગવર્નર લોર્ડ સેન્ડહર્સ્ટ અને બાનુ, તથા યુરોપનાં વખણાયલાં બાઇ મીસ મેનીંગ, જેણે કેળવણી પાછળ પોતાની કુંવારી જીંદગી અર્પણ કરી છે, તેમણે સાંભળીને બાળકોને અને કવિતાને ધન્યવાદ આપ્યો છે. અમને સંતોષ થાય છે કે નિર્દોષ બાળાઓના મધુર કંઠની પ્રસાદી પામેલો આ મારો પ્રયાસ મહાન સાક્ષરવર્ગમાં પસંદગી પામ્યો છે, અને તે પસં-

દગીનું પરિણામ નાનાં બાળકોના મગજ ખીલાવવાને ઉત્તમ સાધન થઇ પડયું છે. એજ અમારી બલ્કે કિન્ડરગાર્ટન રૂઢીની ફતેહ છે.

આ ગાયનો, હાલ મુંબઇમાં કોટ તથા ગ્રાન્ટરોડવાળી પ્રોપ્રાયટરી હાઇસ્કુલ, ફોર્ટ હાઇસ્કુલ, બોમ્બે ચંદનવાડી હાઇસ્કુલ, ગોકલદાસ તેજપાળ કન્યાશાળા, ઝોરાસ્ત્રીયન બોયઝ એન્ડ ગર્લ્સ સ્કુલ, ગરીબ પારસી ગર્લ્સ સ્કુલ અને બીજી જાણીતી શાળાઓમાં ચાલે છે; એટલુંજ નહિ પણ પુના-કરાંચી અને ગુજરાત-કાઠિયાવાડ તથા વડોદરા-અમદાવાદની શાળાઓ લાભ લેવા ઉપરાંત ખાનગી ઘરોમાં પણ ગવાય છે. એ પરથી માનવાને કારણ મળે છે કે બાળ-પ્રજાજનની રૂચી તે તરફ ખેંચાયલી છે, હજુ આ પ્રયત્ન વધારે જાહેરમાં આવવાની જરૂર છે કદી કદરદાન ઝવેરીના હાથમાં આ વસ્તુ જશે, તો અમો ખાત્રીથી માની શકીએ છે કે તેને ઘટતો ઇન્સાફ મળશેજ.

મુંબઇ-શરદ પુનમ ૧૯૫૫. } કર્ત્તા.

૪૯૩

---

હેલવાલકર સીરિઝ.

# હરબાર્ટિયન રૂઢીના આધારે

# બાળ—બાગ.

ભાગ પહેલો.

(સંગીત આવૃત્તિ.)

**સરગમ.***

સા રે ગ મ પ ધ ની સા,
સા ની ધ પ મ ગ રે સા.

સારે રેગ ગમ મપ પધ ધની નીસા;
સાની નીધ ધપ પમ મગ ગરે રેસા.

---

* આ ગત કોઇ પણ રાગને લાગુ પાડી શકાય.

અ આ ઇ ઈ ઉ ઊ ઋ ૠ;
ઌ ૡ એ ઐ ઓ ઔ અં અઃ

---

ક ખ ગ ઘ ઙ—સા રે સા રે ગ,
ચ છ જ ઝ ઞ—રે ગ રે ગ મ;
ટ ઠ ડ ઢ ણ—ગ મ ગ મ પ,
ત થ દ ધ ન—મ પ મ પ ધ;
પ ફ બ ભ મ—પ ધ પ ધ ની,
ય ર લ વ શ—ની ધ ની ધ સા;
ષ સ હ ળ ક્ષ—ની ધ પ મ ગ,
જ્ઞ. : : :— રે સા.

---

# નિશાળ.

## ભેરવો દાદરો-ગત.

જવું નિશાળ-ભણવા બાળ-મુખ ઉચ્ચાર-કરવા સારઃ
ચોપડી સાથ-રાખો હાથ-વાંચો વાત-સૌ ભલીભાત
વાંચો વેણ-રાખી નેણ-સ્લેટ ને પેન-લખજો કેણ
આવે ચેન-ભાઇ બેન;-
કરજો કામ-રાખી હામ-સારે કામ-વધશે નામ.
જગમાં આમ-ભણતા રામ.

# નિશાળ.*

**અંગ્રેજી—(જુવો પેલી ચંબેલી કેવી) રાગ**

ચાલો સહુ નિશાળે ભણવાને જઇયેં,
ચોપડીઓ પાટી પેન સઉ લઇયેં.
ઘંટ વાગ્યા પહેલાં વર્ગમાં રહિયે,
છોકરાંની સાથે જઇ ઝટ ઝટપટ.

સા રે ગ મ પ ધ ની સા
સા ની ધ પ મ ગ રે સા.

લેશન દે શિક્ષક મન ધરી લઇયેં,
રમત ગમતમાં પછી મન દઇયેં.
કસરત બાજી ખેલવાને જઇયેં,
શિક્ષકને નમી જઇયેં ઘર ઝટપટ.

સારીગ રીગમ ગમપ મપધ પધની ધનીસા,
સાનીધ નીધપ ધપમ પમગ મગરે ગરેસા.

---

* બાળકોએ, નિશાળમાં શીખવા જવા વિષે.

# નિશાળમાં રમવાનાં કામ.*

અંગ્રેજી—(Put books aside and work away:) રાગ.

એક કોરે સર્વે કામ મુકો, આવી રમ્જાની વેળ;
ઓ ઘંટ વાગે ચાલજો, કરવા ખુશીના ખેલ.
રમનારાઁ પંખી જેમ છે, મીઠાં રૂડાં ગાનાર;
એ ખેલપર સૌને થશે, હસવાની સાથે પ્યાર.

**કોરસ.**

પાઠ દીલથી શીખે તેમ ખેલો, સંભાળ સૌપર રાખ;
કાચાં કરેલાં કામ થકી, ફાયદો કશો ના થાય

---

રમવા વખત લ્હો ધ્યાનથી, કોને ન દુઃખ દેવું,
નાનાં તણું રક્ષણ સદા, મોટા જને કરવું;
ને કામ સારૂ ઘંટ વાગે, ઝટ ઠેકાણે જાઓ,
સૌ લક્ષ આપો પાઠપર–દિલમાં ખુશી બસ થાઓ

**કોરસ.**

પાઠ દીલથી શીખે તેમ ખેલો, સંભાળ સૌપર રાખ;
કાચાં કરેલાં કામ થકી, ફાયદો કશો ના થાય.

---

* ગમત સાથે જ્ઞાન આપવા વિષે–(મીસ કૉલેટનાં ગીત ઉપરથી.)

# પંખિઓનું ભજન.*

**અંગ્રેજ ( વિરાજો ન્યાયી રાજનો ) રાગ.**

ઊઠી સવારમાં સુપંખિઓ ભજન કરે,
નિરાળી કાલી કાલી વાણી બોલતાં ફરે;
હસે રમે ઉમંગમાં,
કૂદે ફરે સુસંગમાં;
નમે ગમે પ્રભુજીને ખરે-ઊઠી૦

# ઉડતાં પંખી.†

**અંગ્રેજી (ચકમા ચલતા) રાગ.**

હળતાં મળતાં કુદતાં પંખી ફરતાં દર ડાળી પર ડાળી,
રમતાં ભમતાં સંગે રંગે, રહેતાં વનવાડી;
વેગ કરતાં પવન વડે,
છેક ગગને ચપળ ચડે;
સંપે રહેતાં, સુખમાં વસતાં ભજતાં સૌ વનમાળી;

* બાળકોએ સવારમાં ઉઠીને ઇશ્વરને યાદ કરવા વિષે.
† બાળકોએ હસીરમીને સંપે રહી, અભ્યાસમાં વધારો કરવા વિષે.

## માખી.*

### યમન-કલ્યાણ-(તુમ આયે અમેરે આંગનમે)રાગ.

હસમુખી હઠીલી તું માખી,
જુવે શિકાર એક નજર તાકી;
લહે હસી રમી તું ઝડપ નાખી-હસમુખી
જેપર ચિત્ત ચોડે ચતૂરાઇએ, તેપર નિત્ય નજર રાખી;
નિજ રસથી પર ચીજ પિગળાવી,
ધીમે ધીમે ખાપે આખી-હસમુખી.

## મધમાખી.†

### બિહાગ—(અનુભવવું આપણે) રાગ.

મધપર તું ઘુમતી-
મધમાખી મધપૂડે રમતી-ટેક.
મધકોળું રૂડું તું રચતી, સુંદર કારિગીરી શી કરતી!
મીઠો રસ તું પૂરતી-મધપર
સંપે મળી સૌ સાથે જમતી, એકબીજાંપર પ્રીતિ ધરતી;
ઉદ્યોગી રસ ચુમતી-મધપર

* પોતાની ચકોર નજર, અને મીઠી જીભના સુંદર રસથી બીજાંઓની કનેથી કામ લેવા વિષે.

† ઉદ્યમ કરીને, હુન્નરમંદ તરીકે પોષણ કરવા વિષે.

# પોપટ પંખી.*

## જંગલો--(જાવાદે સખી) રાગ.

મારા પોપટ પંખી બોલને (૩)    ટેક.
વાણી સૂણીને હું હરખાઉં,
રંગ રૂડો જોઇ હું લોભાઉં;
લટક લટક તું ડોલને (૨) **મારા**
રંગે રમાડું, હેતે હિંચાડું,
મીઠાં મીઠાં ફળ ખાંતે ખવાડું;
મધુર મધુર તું બોલને (૨) **મારા**

# બિલાડી.†

## આશાવરી દાદરો-(થશે મારી લાડકી રાણી) રાગ.

રૂડી ભલી કેવી બિલાડી બેન!
સુંદર પટ્ટા શોભતા અંગે, વાઘની માસી જેમ    રૂડી૦
ઘર ઘરની ફરનારી બિલાડી તું, જાણે બહુ ઘર વાત;
તોપણ પેટમાં રાખી રહે તું, ગંભિર છે તુજ જાત.    રૂડી૦
શિકાર માટે તાકી રહે છે, બગલાની જેમ બેન;
ઉંદર વેરીને પકડી પાડે, ત્યારે વળે તને ચેન.    રૂડી૦

---

* બાળકોએ સુંદર વાણી બોલીને ઉમંગી થવા વિષે.

† દરેક વાતો પેટમાં રાખીને પોતાનું કામ પાર પાડવા વિષે.

# કૂકડો.*

### ભૈરવ-(જય જય વસંત) રાગ.

કૂકડે કૂ કૂકડો બોલે,
નિયમ ચૂકે નહિ કદિ રજ તોલે-ટેક.
કા કા કરીને કાગ પૂકારે, જન પંખીને સવાર જણાવે;
મુગાં પણ કીલકીલ સાદે સૌ ભજતાં ડાળે, ડોલે-કૂકડે૦

# કીડિઓ.†

### યમન-કલ્યાણ-(કરરરરકરરરરકરકરકરતું) રાગ.

દરથી નીકળી કીડિયો સઘળી,
હસતી રમતી હળતી મળતી;
ઉદ્યમ કરીને કણ મેળવતી,
અંતે સર્વે સંગ્રહ કરતી-**દરથી**
વળતી કોઠાર મળી ચણતી,
કણ લાવી ઉમંગ ધરી ભરતી;
સંપે મળીને સઉ ખાતી જતી,
જીવ જંત જુવો ઉદ્યોગી અતી-**દરથી**

---

* દરરોજ નિયમથી કામ કરવા વિષે.
† સંપવડે, સંગ કરીને, સંગ્રહ કરવાવિષે.

# બળદ*

દીપકલ્યાણ-(માતા પિતા થાઓ ઉદાસી) રાગ.

બળદ ભાઇ તારો અતી ઉપકાર,
ગુણે ગુણવંતો વિરજ ધારનાર;
કરે વેઠ તું પીઠપર ધારી ભાર,
ધરે ધોંસરી ગરદને ગાડી ભાર-૧

નહિ થાકી જાયે ન બોલે લગાર,
રહી ચૂપ ચાલે ચપળ થઇ અપાર;
વળી નીપજાવે અનાજે હજાર,
પશુ પંખીને માનવી માને પાડ-૨

બધાં ખેતરો તું વડે ગુલજાર,
જગત દેય આશિષ તુંને અપાર;
બહુ છે જનો ઝેરી એવા ગમાર,
નહિ જગતને ઉપયોગી લગાર-૩

પશૂ છે છતાં તું જગત સૂખકાર,
મૂગો કામ કરતો તું સાંજે સવાર;
અરે છાણ ને ચામડું જે તું ધાર,
બહુ કામ આવે, સફળ અવતાર-૪

* મુગાં રહી ઉપકાર કરીને, જાતિબળે જગતને ઉપયોગી થવા વિષે.

# ઉંદર*

**આશાવરી-દાદરો (તારો બંકી અદાને) રાગ.**

અરે ચંચળ તું છે પ્રાણી;
કરે ચાલાકી મજાની-અરે.
ધીમે ધીમે તુ, ફુંકીને ખાયેરે,
નાસે બિલાડીને જાણી;
ખાયે શિકાર પીછાણી-અરે.
સારાં કપડાં, કરડી ખાયે રે,
પેટ તો નહિ પૂરાયેરે;
છતાં તું તો કરે હાણી-અરે.

# લકકી કબૂતર.†

**કાફી-દાદરો-(આ દેહ પ્રીતિ ભરી)-રાગ.**

લક્કી કબૂતર જોડે ઉડી જાય;
રંગીલા રાગમાં-સંપિલા સાદમાં-લક્કી
ઉંચી લઇ પૂછડી, ફરતાં જેમ ફુદડી;
નાચે કળા પૂરીને મોર રાય-રંગીલા-લક્કી
જોડી રહે સંગમાં રમતાં સૌ રંગમાં;
સંપે તે રહેતાં સુખેથી સદાય-રંગીલા-લક્કી

* પોતાનું પેટ ભરાતું ન હોય, તે છતાં બીજાને નુકસાન કરવા વિષે.

† એક બીજાના પ્રેમ ભાવમાં રહીને સુખી થવા વિષે.

## કબૂતર.*

**માંડ-(ગુલાબી મધુ પાજો) રાગ.**

મધુરાં કબૂતર તું આવ પાસ,
દાણા રસવાળા ખા ખાસ-
આણ્યા તુજ માટે ધરી આશ-**મધુરાં**

સંપીલાં રહી આભમાં ઉડી લ્હો છો મોજ;
રાખો પીંછાં સાફ ને જેમ ગમે અમોને રોજ-**મધુરાં**
દૂર થકી આવો ઘરેરે ભુલાં પડયાં વીણ રોજ;
શું શીખ્યાં ભૂગોળ છો તમ અજબ નહિ
કણ ખોજ-**મધુરાં**

દીઠો રંગીન ડગલો આજ-
મધુરો શોભિત લાગે સાજ-ટેક
ચોખ્ખાં તમે છો તેવાંજ થઇએ
રહિયે સંપી કાજ-સહુ મળી-**મધુરાં**

---

## ગરીબ ઘેટું.*

**પીલુ-(જગાયે કોઈ જાદુ) રાગ.**

નાદાન ઘેટું જાપે, સંગાથીની સાથે,
હસતું રમતું ભમતું સંગાથે. **ઘેટું૦**
કપટી જાળે, છુટી શકે ના;
અક્કલ હીણ ગમાર--**હસતું. ઘેટું૦**

---

* ચતુરાઇથી દેશાટણ કરી બુદ્ધિવાન થવા વિષે.
* અક્કલ વગર નાદાન પ્રાણી જીવ ખોય છે એ વિષે.

# ભમરો.*

## ખમાચ-(જાને ડાગરિયાં) રાગ.

ભમે ભમરો ગુંજારવ જો કરતો;
મીઠી મીઠી સુગંધી લેતો ફરતો ટેક.
ખંતે કઠણ લાકડું ફોલી ખાપે;
સાચી મહેનતથી તે નહિ ડરતો. **મીઠી-ભમે૦**
ઝંપે નિરાંતે કમળ ફુલમાંહે;
પ્રીતે આખર તેમાં ઝૂરી મરતો. **મીઠી-ભમે૦**

# હંસનું ટોળું.†

## ખમાચ-ઠુમરી (બદકારી જારી કરને જો આયે) રાગ.

જો મધુર હંસ કૂદે કિનારે તળાવે,
શરિરે પાણી છાંટે, સફાઇને માટે. **જો૦**
જળ કમળને હળી મળીને;
હંસ, કમળને નચાવે-કૂદાવે. **જો૦**
ચંચળ પંખી ન્હાઇ ધોઇને;
કેવી સફાઇ તે જણાવે-ભણાવે. **જો૦**

---

* સાચી પ્રીતના બળે પ્રાણી, લાકડા જેવા નક્કર પદાર્થને વીંધી નાંખીને, કમળ જેવા કોમળ ફુલમાં મરે છે તે વિષે.

† દરરોજ ન્હાઇ ધોઇને સાફ રહેવા વિષે.

# સરોવરપર ફરતાં બતક.

અંગ્રેજી (The spring once said to the nightingale.) રાગ.

હસે કૂદે રમે રંગે, બતક ટોળું સરોવર પર;
ફરે છે કૂદડી ટોળે, રસીલાં પંખિઓ મનહર.

**કોરસ.**

નહાતાં ધોતાં જઇ જળમાંહે, અંગ કરે છે સાફ સદાય;
ચોખાં થઇને રમતાં ભમતાં, ગંદાપણુ છોડી દિલમાંય.

---

વળી હંસો તણી સાથે, મળીને ચાલ સૌ ચાલે;
મળી સંપે સહુ રે'તાં, સદા આનંદમાં મ્હાલે.

---

# નદીપર રમતાં ઘેટાં*

**કાફી-પદ-(ભાઈ મારા ભાગ્યે મળ્યો છે) રાગ**

જોની કેવાં ઘેટાં રમે છે, જન્મેલ કોમળ અંગ;
માતાની.સાથે કૂદે ખેતરોમાં, ભમતાં ધરીને ઉમંગ.
નહિં અંગનો બોજ પાયે ટકે છે, ફરતો જમીનન સંગ-**જોની.**
ઘેટાં? તું તો જો પડીરે જશે અહીં, દુઃખ નહિ તને થાશે;
કુદરતે કીધો ગલીચો રૂપાળો, લીલોતરીનો ખુલાસે;
નદિ તીરે ઘાસનો ભાસે ... **જન્મેલ**

# જળમાં તરતાં માછલાં*

## કાફી-ગત-(સબૂર મજૂરી પ્રિયા) રાગ.

મીઠી પવન લ્હેકી પલટાય! જો--

જળને, સુપડા સમ પાંખવતી ઝટ કાપી સહુ મચ્છ દોડી જાય-**મીઠી.**

બૂરી ચીજોને દૂર, કરે હઠાવી પૂર;
ચૂંટી અનાજ મૂળ-કાઢે કાંકરાં, ધૂળ

ધીમે ધીમે જોઇ જોઇ, ઝાટકી કે સોઇ સોઇ, ચાલે હાલે સહુ કોઇ,

વિચારી સુધારી કામો ભારી ધારી ધારી-પવન

---

* માછલાં, જળમાં તરતાં જીવડાં કે કચરાને દૂર કરીને આગળ વધે છે; તેમ બાળકો, ખરાબ ચીજને કાઢીને આગળ શિક્ષણ લે છે. છોકરીઓ જેમ સૂપડાવડે ઝાટકીને, અનાજ સાફ કરે છે, તેમ જ્ઞાની માણસો વિચારવડે, ધીમે ધીમે સરત્રે કામ પાર ઉતારે. છે, તે વિષે.

# ડુંગરપર ચડતાં બકરાં.*

## ઝીલ્લા-ગત (જય વિજય વિજય) રાગ.

જુવો ચપળ ચતૂર બકરાંઓ,
હળતાં મળતાં હરખે ચડતાં. જુવો૦
ડુંગર ઉપર ધીમે ધીમે ડગ ભરતાં,
અણિયાળા ખરીવાળા પગ પર ઠરતાં;
એક પછી એક ચડે,
કદી લડે નહિ વઢે;
થઇ મજબૂત બહુ ફરતાં,
સુખથી સરવે ચડિયેં વળતાં જુવો૦

* કઠણ કામ છતાં ધીમે ધીમે આગળ ચડવા વિષે.

# વરૂ ને ઘેટું.*

## હરિગીત છંદ!

ઘેટું થયું તરસ્યું ગયું વ્હેળા ઉપર પાણી થકી,
થાકી ગયેલું તાપથી કંગાળ કંપાતું અતી;

ભૂખ્યો વરૂ આવી ચડ્યો વ્હેળા ઉપર ત્યાં જોસથી,
બ્હાનાં બતાવી બ્હીકથી કંપાવવા લાગ્યો અતી.

રે નીચ કાં ઉપર રહી પાણી બધું ડોળે અહીં,
ઘેટું નમી છેટે ગયું તોપે ન છેડ મુકી કંઇ;

આખર ગણી અપરાધી મેંઢાંને હણ્યું બ્હાનું લઇ,
લુચ્ચા જનો સમ ફાવતાં નિર્દોષને મારી જઇ.



! બિહાગ રાગમાં ગવાય છે.

* લુચ્ચાઇથી પેટ ભરનારાં માણસો, નિર્દોષને ફસાવવાને અનેક બ્હાનાં કહાડે છે, તે વિષે.

# માખીનું બચ્ચું*

## ઝૂલણા-(ગુરૂ ગોવિંદના મહિના) રાગ.

માખી! મા'ની શિખામણ માની, બચ્ચાં તું જઈશ ના રે,
ઉકળે છે ઉન્હાળાનું પાણી, વહેળે પડીશ જ રે;
છોડી શીખ ને ચાલ્યું તે બાળ, ઉડયું આકાશે રે,
લાગી વહેળાની એવી તો ઝાળ, થયું જ વિનાશે રે.
બોલ્યું મરતાં, ન માને માબાપ, તે આમ મરશે રે,
થોડી બુદ્ધિએ ચાલતાં આપ, જીંદગી ટળશે રે.

---

# બે બિલાડી.†

## ભૈરવી (જગત સુખ નારી) રાગ.

બિલાડી બે ન્યાય કરાવા ચાલી, ટેક
વાંદરજીને પ્રમાણિક જાણી, રોટલી આપી રસાળી;
ત્રાજવે નાંખી ખાતો ચાલ્યો, તાકી રહ્યાં ગત ભાળી.
જરા રહિ નહિ રોટલી જ્યારે, બે જણિયો પસ્તાણી;
બે જણના ટંટામાં ફાવ્યો, ત્રીજો જણ થઇ હાણી-
બિલાડી

---

* જે છોકરાં માબાપનું ન માનીને, પોતાની કાચી અક્કલે કામ કરવા જાય છે, તે દુઃખિજ થાય છે. તે વિષે.
† બે જણના ટંટામાં ત્રીજો ફાવે, તે વિષે.

# બિલાડી ને બગલો.*

**ઝિંઝોટી-(હજારો મેરે કાનકે મોતી) રાગ.**

બિલાડી રસ હેતથી ખાઓ;
જરા નહિ શરમાઓ-ટેક
શિરોહીનું મોં સાંકડું તો છે;
તો પણ શાને મુઝાઓ-**બિલાડી**
બગલાજીએ જમવા તેડી;
કુડા ભાવ જણાવ્યો-**બિલાડી**
એક દીન તક સાધીને બગલાજીને જમવા કહ્યું;
છાબરી થાળી વિષે ખીર પીરસીને પોતે કહ્યું.
ગરીબ ભોજન ખંતથી ખાઓ;
ખાઇ મધુરતા જણાવો **બિલાડી**
છાબરી માંહે ચાંચ ન ડુબે;
ગયો કરીને પસ્તાવો-**બિલાડી**
જેવા સાથે તેવા થઇને;
નીચને નીચો નમાવો-**બિલાડી**

---

* **શઠં પ્રતિશઠં કુર્યાત્** શઠની સાથે શઠ થઈને તેમનો પરાજય કરવા વિષે.

# કાગડાની મૂર્ખાઇ.*

### ઝિંઝોટી (લાગ્યો ભલે મન આ રંગ) રાગ.

ભોળો બિચારો કાગો ભાઇ;
સમજે શિયાળની નહિ ચતુરાઇ-ટેક
પૂરી પડાવા પૂરો બનાવ્યો;
પૂરી ગુમાવી કાગે ફુલાઇ-**સમજે-ભોળો**
ફેલી ફુલાવે તેમ ફુલાયે;
મૂરખડા જન જાય ઠગાઇ-**સમજે-ભોળો**

---

# કૂતરો ને રોટલો†

### ઝિંઝોટી-(રસિયા મને જાવા) રાગ.

કૂતરો રોટલો લઇ ચાલ્યો,
નદીમાં પડછાયો નિહાળ્યો રે-**કૂતરો**
લોભ કર્યો લેવાને બીજો મોંમાનો પણ ટાળ્યોરે
પોતાનું તજી પરનું લેતો, એમજ ખોય વિચારોરે-**કૂતરો**

---

* લુચ્ચાં પ્રાણી ખોટાં વખાણ કરીને ફુલાવ્યાથી મુર્ખ જીવો ફુલાઇને ફસી જાય છે, તે વિષે.

† પોતાનું પુર્ણ હોવા છતાં લોભ કરીને બીજાનું જો પડાવા જાય, તો સઘળું ગુમાવે, તે વિષે.

# કીડિયો ને સાપ*

**ઝુલ્ણા (રે આ કમર પતલી) રાગ.**

હોય અધિક નબળાં પણ એક બળ હઠાવે,
નહિ ઝાઝાંની જોડે કો ફાવે-હોય૦
અજગર મોટો, એકજ શૂરોરે,
કીડીઓએ મળી કીધો પૂરોરે- હિ-હોય૦

# લાવરી ને તેનાં બચ્ચાં†

**ભૈરવી (રામ મેં તો જોગન)-રાગ.**

લાવરીને ચિન્તા બહુ પેઠી-ટેક
'કરે કાપણી ખેતરવાળો, જઇશું કયાં દુઃખ વેઠી?'
બચ્ચાં બોલ્યાં મા'ની પાસે, ત્યારે લાવરી કે'તી-ટેક
પાડોશી પર રાખે ભરૂસો, ત્યાંસુધી ન ફજેતી;
જાત મહેનત કરશે ત્યારે, જઇશું આપણે ચેતી-**લાવરી**
આખર પરવિશ્વાશ તજીને, કરી કાપણી ખેતી;
**જાત-મહેનત** જોઇ લાવરી, જઇ બીજે થળ બેઠી. **લાવરી**

---

* બળવાન, પણ એકલો હોય તો ઝાઝાં નબળાંઓને કદી પહોંચી વળાય નહિ. એ વિષે.

† **'આપ સમાન બળ નહિ, ને મેઘ સમાન જળ નહિ'** તેમ જાત મહેનત વિના બીજાને ભરૂસે કંઇ લાભ થાય નહિ-તે વિષે.

# ઉંદર ને સિંહ.*

## ઝીલ્લા (જવાદે મને શાને રોકે છે) રાગ.

જાવાદે મને આજે વનરાજ મારા કામમાં;
નક્કી આવીશ કોઇ દી હું કામમાં–ટેક
હસતાં વનરાજે ભલા ઉંદરને છોડયો;
વળતાં કહ્યું 'શું આવે કામમાં?'–જાવાદે
આવ્યો શિકારી, સિંહ જાળમાં ફસાણો;
ઉંદરડે તોડી જાળ હામમાં–જાવાદે
નાનાં પણ જગતમાં છે મોટાના કામનાં;
તજવો ગુમાન, રૂડા માનમાં–જાવાદે

# ડોલીનું હાલરડું.†

## માંડ-(બંસીવાલા આજો રે) રાગ.

વા'લી ડૉલી છાની રે! મારી બેનઃ
ભર આંસુડે ન તારાં રૂડાં નેણુ (૨) **વાલી૦**
પ્રેમે પોઢાડું પારણે ને ગાઊં રસીલાં ગીત;
હેતે હિંચાડું હાથથી, હવે રોનાં બાપુ ચિત્ત,
સુવાડું! જગાડું! ખવાડું! પીવાડું! રમાડું! ભમાડું! સચેન;
હાઃ હાઃ હાઃ–**ભર વાલી૦**

* મોટાએ, પોતાની વડાઇના બળ, નાનાંનો તિરસ્કાર ન કરવો. તરણું પણ ઉપયોગી ગણી, તેનો ખપ કરવો–તે વિષે. † ભાઈ–બ્હેનનું હેત.

# સાંબરી ને તેનાં શીંગડાં.*

## પીલુ (સો સંપે રહીએ સાથ) રાગ.

સાંબરી મદભરી ફરતી,
શોભિત શિંગડાં જોઇ હરખાણી,
લાજી પગ નિરખી-**સાંબરી૦**
સુંદર શીંગ ભરાયાં ડાળે,
પણ પગે જોર મળ્યું, બચી ત્યારે;
જેને વખાણી, તેણે ફસાવી,
જેને વખોડી, તેણે ઉગારી;
કર સરખી ગણતી-**સાંબરી૦**

---

* 'વખાણી ખીચડી દાંતે વળગી' તેમ કોઇ ઉપયોગી ચીજને વખોડવી નહિ, તે વિષે.

# કીડી ને કબૂતર.*

## ખમાચ ( સુંદરી શોભે ન સ્વામી.) રાગ.

કીડિ તણાતી ચાલી નિહાળી,
એક કબૂતરે તેને ઉગારી;
પાણીમહિં ઝટ પાંદડું નાંખ્યું,
તે વડે કીડી બહારજ આવી.–કીડિ૦
એક સમે વનમાંય શિકારી,
જાળ કબૂતર ઉપર નાંખી;
કીડિ જઈ કરડી પગમાંહે,
ઉડયું કબૂતર જાન ઉગારી.–કીડિ૦

# માતાજી.†

## ઝિંઝોટી-(કુંવર નેનારા લોભી રે) રાગ.

મને બહુ માતાજી વા'લી—ટેક
નિત નવરાવે ને પીવરાવે સુવરાવે દહાડી—મને૦
હેત કરી હિંચોળે હાથે મમતાળી માડી;
જરા દુઃખ થાયે જો મુજને દુઃખડું દે ટાળી—મને૦
કેમ કરી આભારી મા બદલો આપું વાળી;
અગણિત છે ઉપકાર અમોપર માયાળુ માડી—મને૦

* ઉપકારનો બદલો વાળવો. † માંનું હેત.

# મૂરખ ગધેડો.*

## જીલ્લા (હરિ હાય અહીં મારૂં) રાગ.

ચતુર જાનવર શિયાળ વનવને ભમેરે
ખાયે શેરડી રસિક રસદાર–રે–**શિયાળ૦**
જાય જ્યાં શિયાળ શેરડીના વાડમાંરે
બ્હાર ઉભીને ગધેડો ભૂંકે ખાડમાંરે;
ઉઠી મારે એ રખવાળ આ શિયાળ રે–**શિયાળ૦**
જુક્તિ કરી શિયાળે, ગર્ધવને મારવારે;
રાજવનનું આપવા કહ્યું ગુજારવારે;
હરખી મૂર્ખ થયો જાનવરનો રાજરે **શિયાળ૦**
ખાઇપીને થયો મસ્ત જ્યારે એ અતીરે,
આવ્યું ભૂકણુને લોટવાની થઇ મતીરે;
જાણ્યું સર્વપે ગધેડો માર્યો ત્યાંજ રે-**શિયાળ૦**
હલકા કુલને જો મળે, રાજપાટ કે માન;
અસલ જાત ઝલકાવશે, નહિ રહે એ શાન્ત

* 'જાત વગર ભાત નહિ' તે વિષે.

# દેડકાંઓ !*

## ઝીલ્લા (વાહવાજી મહેમાન વાલા) રાગ.

પાણી ખૂટયું તળાવે ઉન્હાળે.
દેડકા ચાલ્યા કો પાણી આરે **પાણી**
દુર જતાં એક, કૂવો નિહાળ્યો,
ચાલો સૌ પડીયે—ના ડરીએ આ વાર;
કરવો વિચાર દૂર કાળે કૂવે સૂકાયું પાણી જો ક્યારે!
કહો શી રીતે નીકળવું બ્હારે-**પાણી**
પૂરની પહેલાં પાળજ બાંધો
વિચારો પહેલાં વિચારે-**પાણી**

# ઢીંગલીનું હાલરડું.†

## યમન કલ્યાણ-(કુંવરને હાલરડું) રાગ.

ઢીંગલીને હાલરડું વા'લું—(૨) ટેક
તારા ઘુંઘરાવાળા વાળ, વળી કપાળ વિશાળ;
કંઠે મોતીની માળ, તને ખંતે ઘી સાકર ખવાડું—૧
રાતાં લોચન રસાળ, વળી હોઠ લાલ લાલ;
ગોરા ગુલાબી ગાલ, તને હોંશે હોંશે હેતે હિંચાડું.
હા. હા. હા.—મારી.

* પોતાનું અસલ ઠેકાણું છોડી, નવું વસાવવા જતાં પરિણામનો વિચાર પહેલાં કરવો એ વિષે.

† નાનાં ભાઇબેનને રિઝવવાનાં ગીત વિષે.

# ગળેપડુ બાઈડી!*

ઝીલ્લા—(મોહે રેશમકી સાડી) રાગ.

**મા**—બાપુ બાળક તો મારો એ છે!
**ગળેપડુ**—તારો ના તે મારો એ છે!
**મા**—નાહક તું દાવો શાને રે કરે—**બાપુ૦**

રાજાની પાસે ચાલ્યા ન્યાય લેવા;
રાજા કહે! બાળક બસ માર!
**મા**—હાં હાં મારો બાળ!
'ના મારો રાજાજી મારો એકજ છે આધાર!'
**રાજા**—જા લુચ્ચી નીકલ રે બ્હાર!
સાચી મા લે તારો બાળ!—
ગળેપડુ, બસ પારકું નિજનું કરવા જાય;
સાચું તે સાચું સદા કાચ મણી પરખાય.

* ઇન્સાફ આગળ ગળેપડુ કળાઇ જાય છે.

# ચતુર શિયાળ.*

## પીલુ-કહારવો-(પ્રભુ રીઝી સાંઇ) રાગ.

પાંજરામાં પૂરાયલો વનરાજ
વારે વારે વિનતી કરે છટકવા કાજ-ટેક.
એક ગધેડે કાઢયો બહારે-
ભૂખ્યા સિંહે, પકયો ત્યારે;
ખાવા માટે મારે તેને ત્યાં આવ્યો શિયાળ. **પાંજરામાં**
ન્યાય ચુકાવ્યો, જુક્તિ જોડી,
સિંહને પૂર્યો પાંજરે ધોરી
લુચ્ચાઇ-મૂર્ખાઇનો દેખાડયો સાર કાજ-**પાંજરામાં**

# પંખીઓનો બાળ ઉદ્યોગ.†

## પીલુ-(કાલી ઘટા કોયલ બીન) રાગ.

સહુ બાળક કાં શરમાઇએ!
ઉદ્યમમાં કાં અચકાઇએ!
પશુ પંખી ઉમંગી જણાયે,
એમ કેમ આળસુ થઇએ!-ટેક૦
મધમાખી મધ મેળવતી, કીડી પણ સંગ્રહ કરતી;
ચકલી ચોખા ચણ ચણતી;
કોયલ મેનાં તરૂડાળ, બાંધતાં માળ;
રાખતાં બાળ સંગ રહેવાએ-**એમ૦**

* જુક્તિથી કામ લઇને છુટી જવા વિષે.
† ઉદ્યોગ કરવા વિષે.

# કારિગર.*

ભેરવી-ગત-(કોઇ રબકી મરજી)

હથિયાર-અને ઓજારવડે,
જો બેડો ગરીબ સુતાર ઘડે;
છોલે છે સારે છે કેવો,
જો જો એ છે જોવા જેવો-ટેક
લાકડના કડકા છે પાસે,
વાંકા ચુંકા લાંબા ભાસે;
તેમાંથી ઘાટ કરે કેવા,
ટેબલ કે ખુરસીના જેવા,
એ છુટા કડકાને જોઇ-
મનમાં શું માની લે કોઇ-હથિયાર
જે આવા રૂડા ઘાટ બને,
સુતાર અને ઓજાર કને;
છુટા વિચારોના કડડા,
મનમાં હું બાંધીને પક્કા;
શોભિતો એક વિચાર કરૂં
સજ્જન શિક્ષકની પાસ ધરૂં-હથિયાર

* નાના ભાગોનો આખો ભાગ કરી, સુંદર પદાર્થો બનાવવા વિષે.

# ભરત ભરવાનું ગીત.*

**યમન-કલ્યાણ (ચાલ બેન ચોખા) રાગ.**

માપ માપ ટોપી ઝબલાં શીવવાને કાજે આજે,
ગજ-કાતરને હાથે ઝાલી, કાપીં ચડાવો રાજે. ૧-ટેક

ચોવીસ કાપ તસુ સમજાય,
અઢાર, તે ગજ પોણો થાય;
બાર અરધ, ને છ-પા ગણાય,
ગજભર માપ ખરૂં કહેવાય;
ભરજો એક અવાજે-**માપ**
આઠ તસુ અદકો ગણ વાર,
બત્રીસ કાપા તેના ધાર;
બાર ઈંચ-ને ત્રણ ફૂટ-વાર;
કર ગણતી મન બાળક ધાર
વેતર ઝબલાં કાજે-**મમાપ**

---

* ગજ-વારની સમજ સાથે કપડાં વેતરવા વિષે
૧-ભરત ભરવાની ઘોડી !

# જાનવરોની જાન.*

## પીલુ-કહારવો (સાડે તીન પૈસે શેર)-રાગ.

જો જો જાનવરોની જાન જાયે લટકાં કરતી કરતી,
જો જો થાયે કેવાં ગાન, જાણે મનહર સુંદર સ્વરથી
ટેક૦

બકરીબાઇનો બેટો પરણે, ઘેટીબાઇને ઘેર;
પશુ પંખી જાનૈયા લઇને, જાયે સરઘસ શેહેર-જો૦
શિયાળને સરદારી આપી, કૂતરાની શીરબંધી;
મરઘાં ધજા લઇને ચાલે, કરે બિલાડાં સંધી-જો૦
હાથી ઉંટ પુકારે નેકી, ખમાં ખમાં પલવારે;
પાડા ખચ્ચર લંબકરણમાં બગલા કો ગણકારે-જો૦
કાગાભાઇ ઘૂવડભાઇ, શોર મચાવે સાથે;
કોયલ પોપટ મોર બિચારાં, શરમાતાં બહુ ગાતે-જો૦
ચકલી-ખિસકોલી ઉંદરજી ઘૂસ કબૂતર દોડે;
લગનસરાની ધામ ધૂમમાં નાચે કૂદે જોડે-જો૦
ખાનપાન સન્માન લઇને, વિદાય થાયે રંગે;
બકરી બાઇનો બેટો પરણ્યો, ઘેટીને ઉછરંગે-જો૦

---

* દરેકને પોતાના ગુણ પ્રમાણે પદવી આપી છે.

# મરઘી ને છોકરી.

**જંગલો ( રે પાપી પંખીડા ) રાગ.**

અરે છોડી છોડને ? નાનાં બાળ રૂવે મારાં બહાર !—ટેક.
તરફડશે મા વિનાનાં બિચારાં, કોણ લહે તેની સંભાળ!
નિર્દોષ પંખી સમાં પ્યારાં પીલાં, મરશે ઝુરીને આ વાર-૧
માડીને લઇ જાય છે મારવાને, જાણે શું ગરવાં ગમાર ?
રે બાપુ ! છોડી દે બાળક ખાતર, કંઇ દયા દિલમાં ઉતાર ?-૨
કકલાણુ જોઇને મરઘીને છોડી, કીધો અતી ઉપકાર;
ખોરાક પોતાનો જાવો દીધો પણ, છોડી દયા ન લગાર-૩

# હાથનાં આંગળા.*

**યમન-કલ્યાણ (તકતક દેખી સુદરીયા) રાગ.**

એક એક હાથે આંગળિયાં પાંચ,
બે હાથનાં દશ ગણો તો થાયે ટેક૦
એ આંગળ ઉપયોગી ઘણાં છે, એજ મને શીખવ્યું આજ;
બિલ્લસ-સરવાળા બાદબાકી, ભરાય રહેલા હિસાબ થાય--૧

**ઝિંઝોટી (કાહે ખીજ બન) રાગ.**

વળી ભોજન આંગળથી થાયે, વિધવિધ કામ કરાયેરે-ટેક.
ઉન રેશમને ભરતાં આંગળ, ભરત અમુલ્ય ભરાયેરે
સંપ સજે પાંચે જો પૂરો, આપસમાં કરી સાહ્યરે

* સંપથી કામ કરતા હાથનો ઉપયોગ દેખાડવા વિષે.

# ગુંથણ કામ*

**ભેરવી-(કંપે શીદ ડર ધરીને) રાગ.**

નવરંગ નવલ ધરજે
ભરજે હરજે ગુંથતાં સહુ રંગ સરસ કરજે-ટેક.
લઇ રાતી પટી **બહુમાં** ધરજે,
ફરી ચોકડી ચોકસ જો કરજે;
ગુંથી જાળી ભલી ફરજે **નવ૦**

ત્રણ ત્રણ પટ્ટી જો તજી દેશે,
'ચોકડી .રંગ બરાબર લે'શે;
શોભિત ચાકળો તું કરશે,
ગુંથતાં ખુશ દીલ ઉમંગી થશે-**નવ૦**

---

* કાગળની પટ્ટી વગેરેથી સાદડી ગુંથવા-તથા ઉનની પટ્ટીઓથી ચાકળા બનાવવા વિષે.

# તળાવ રચવાનું કામ.*

## અંગ્રેજી-રાગ.

સુંદર ગારો નરમ કરેલો સઘળો લે હાથે બે બેન,
કુંડાળું કર કોર બનાવી પાણી અદકું રેડી એન;
કર કરિયાળી પાળ બનાવો, પથ્થર મુકો જોઇએ તેમ,
નાનાં કુમળાં ઝાડો રોપો, ધાટ સરોવર લાગે એમ.

## કોરસ.

બાળ બાગની મજા॰ સુહાગની,
કારિગીરી રૂડી બની, તળાવ ધાટની;
રમત ગમત તણી, રૂઢી રૂડી ચણી,
ખુશી થઇને બાળકો, રમો ભણી ગણી.

* 'તળાવ' વગેરેની આકૃતી રચવા વિષે.

# કેરી ને સાકર*

જીલ્લા-(દેખી ઉલ્ફત સારી આપકી) રાગ.

**સાકર**-રે દેખી શેખી કેરી તાહરી !
**કેરી**-એ જાણી મોટાઇ તારી સાકરી !
**સાકર**-સડે આંબે પંખી ખાય, નહી ગણતીમાં કહાય-રે૦
,, -સાકરનો સ્વાદ, સહુ ઘર ઘરપર ખાય છે !
**કેરી**-કેરી કાચી પાકી નરવર પણ ખાય છે !
**સાકર**-ખપકોનો જગમાં કહેવાય છે !
**પ્રેક્ષક**-રે ! કેરીનો થઇ ચાકર બાપડી !-રે૦



* પારકાંની શેખી કરવા જતાં, પોતાને પહેલાં ઓળખવા વિષે.

# ટેવ.*

**યમન કલ્યાણ-(પ્રીત કરવી છે સ્હેલ) રાગ.**

ટેવ પડી ટળતી નથી કો'દી અવગુણનું એ મૂળ;
ગર્ધવને પહેરાવો ભૂષણ પણ લોટે જઇ ધૂળ-**ટેવ૦**

શ્વાનની પૂછડી પથ્થરે બાંધો, તોપણ વાંકી થાય;
નાગ ઉછેરે દૂધ પિવાડી, તોપણ ડંસે જરૂર-**ટેવ૦**

કાકચને સાકરમાં ભેળો, મીઠી તે નહિ થાય;
વાડ કરે કસ્તુરીની પણ, લસણ ન વાસિત પૂર-**ટેવ૦**

સાબુએ ધૂવે કોયલા પણ કદી સફેદ ન થાય;
સીંદરી બળતાં વળ નવ છૂટે, કહેવતમાં શી ભૂલ? **ટેવ૦**

---

* જેને જેવી ટેવ પડે છે તે મરતાં સુધી ટળતી નથી તે વિષે.

# યાદ.

**ધન્યાશ્રી-પદ (કબ સમરોગે રામ) રાગ.**

કુદરતના કરનાર તમારો, અમપર બહુ ઉપકાર-ટેક.
બુદ્ધિ વિનાનાં બાળક રાજા, કાલું વળી લવનાર.-**તમારો**
જીભ વિનાનાં ભાન વિનાનાં, ગુણ વિનાનાં ગમાર-**તમારો**
અક્કલ આપી જીભજ થાપી, ગાતાં ગીત હજાર-**તમારો**
જે જોઇએ તે હાજર કીધું, કેમ ભુલાય આભાર-**તમારો**

---

# સ્તૂતિ.

**યમન-કલ્યાણ (ગમતાં ગીતડાં ગાવા) રાગ.**

કુદરતના કરનાર છે તારો બહુ ઉપકાર,
થળથળ પળપળવાર લે છે તું સૌ સંભાળ;
જગ ધરતી-ગગને પાતાળ, ત્યાં પણ તું સુખ સરજનહાર-૧
જન પ્રાણી માટે આવાર, ઉપજાવી વસ્તુ સંસાર;
દે સુમતી અમને ગોપાળ, નમિયે બાળક વારંવાર-**કુદરત.**

# કિન્ડરગાર્ટનની નવી રૂઢી.

## કાલિંગડો. ગત

નવી નવી બાળ કેળવણી તણી રીત જાણી;
જુની રૂઢી વિસરાણી, ખરી કદર પિછાણી.—**નવી૦**
ગોખણનું કામ ગયું, જુલમનું નામ ગયું,
બ્હીકનું મુકામ ગયું, આનંદનું ઠામ રહ્યું;
નજરે બતાવી કેળવણી આપવાનું થયું,
રમત ગમતમાં રીઝીને શીખવાનું લહ્યું.—**નવી૦**
મહેતાજીની સોટી અને પાટલાનો ભાર ગયો;
ઉઠ બેસ માર ત્રાસનો વખત વહી ગયો.
આજે હસાવી રમાડી શિખાવે,
બતાવી પદાર્થો, મગજમાં ઠસાવે;
શીખે બાળકો હોંસથી ત્યમ ભણાવે,
નવી રૂઢીથી **બાળબાગે** રમાડે—**નવી૦**

# શ્રી વિકટોરિયા રાણીનો વિજય!

**યમન-કલ્યાણ-(થજે તું સ્હાય ત્રિપુરારં) રાગ.**

જીવો વિકટોરિયા રાણી,
પ્રભુ? તું બક્ષ જીંદગાની;
જગતમાં જેની જય માની,
અચલ આ રાજ રહો દાની.
પ્રજાપર પ્રીત ઉર આણી,
હરે સૌ સંકટો શાણી;
સૂખી રૈયત મહારાણી,
જીવો વિકટોરિયા રાણી.

God Save The Queen.

'દેલવાડાકર' સીરિઝ.

# હરબાર્ટિયન રૂઢીના આધારે.

| | કિંમત. રૂ. આ. પૈ. |
|---|---|
| કિન્ડરગાર્ટન શિક્ષણ પદ્ધતિ ... ... | ૦— ૪— ૦ |
| કિન્ડરગાર્ટન અથવા બાળ શિક્ષણ. 'મૂળભાગ' | ૦— ૨— ૦ |
| કિન્ડરગાર્ટન અથવા બાળ શિક્ષણ... ... ભાગ ૧ થી ૩ ... ... ... ... | ૦—૧૨— ૦ |
| બાળ કસરત અથવા અંગ બળ ... ... | ૦— ૨— ૦ |
| બાળ ઉદ્યોગ અથવા શિશુશિક્ષણ... ... | ૦— ૪— ૦ |
| બાળ કહાણિયો ... ... ... ... | ૦— ૨— ૦ |
| બાળ બાગ—ભાગ ૧ ... ... ... ... | ૦— ૪— ૦ |
| બાળ બાગ—ભાગ ૨ ... ... ... ... | ૦— ૪— ૦ |
| કિન્ડરગાર્ટન પાઠમાળા ભાગ—૧ ... ... | ૦— ૨— ૦ |
| ,, ,, ભાગ—૨ ... ... | ૦— ૪— ૦ |
| ,, ,, ભાગ ૩ ... ... | ૦— ૪— ૦ |
| બાળકોની રંગભૂમી ... ... ... ... | ૦— ૨— ૦ |
| કાઠિયાવાડની સં. ભૂગોળ (કવિતામાં) ... | ૦— ૨— ૦ |
| મુંબઇ ઇલાકાની સં. ,, ,, ... | ૦— ૨— ૦ |
| બાળ શિક્ષણ ગરબાવળી ... ... ... | ૦— ૪— ૦ |
| સ્ત્રી કેળવણી ... ... ... ... ... | ૦— ૨— ૦ |

**રચનાર—ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર**

ઠેકાણું—**એન. એમ. કું. કાલબાદેવી—મુંબઇ.**